કરતી થોડાં પગલાં આગળ ચાલી. તે છોકરાએ અગાઉ કોઇબી મેંઢીને આવી રીતે કરતાં કદી પણ જોઇ ન હોતી; અને તે પ્રાણીને શું જોઇએ છે તે જાણવાની ઇચ્છાથી તે તેની પાછળ ખેતરમાં ચાલતો ચાલતો ગયો. ઘડીને પળે તે છોકરો તેણીની પાછળ આવે છે કે નહી તે જોતી હતી. તેણીએ આગળ ચાલ્યા કીધું. છેવટે તેણી તેને એક વેહેતી નદી અને એક ઊંડા ખાબોચીઆ પાસે લઇ ગઈ. જેવો તે આ જગા ઉપર આવ્યો તેવોજ તેણે એક નાની મેંઢીને પાણીમાં તરફડીઆં મારતી જોઇ. તે કીનારા ઉપરથી નીચે ખાબોચીઆમાં પડી ગઈ હતી અને ફોકટ બાહેર નીકળવાની કોશેશ કરતી હતી. ગરીબ તેની મા મેંઢીએ જાણ્યું કે પોતાના બચ્ચાંને બચાવવાને તેણી જેટલી મદદ આપી શકે તેના કરતાં વધારે મદદની ગરજ છે. તે છોકરાને કીનારા ઉપરથી વાંકા વળતા માલમ પડયું કે થોડીવારમાં તે નાના પ્રાણીને પંહોચી શકસે. તેણે તરતજ તેને પકડયું અને કીનારા ઉપર ઉચકી લીધું. તે મેંઢી પોતાના બચ્ચાંને ફરીથી પોતાની પાસે જોઇને ઘણી ખુશી થયેલી જણાઇ.

---

## THE BROWN BEAR. ભુરૂં રીંછ.

Brown, a. (બ્રાઉન) ભુરૂં.
Bear, s. (બેર) રીંછ.
Woods, s. (ઉડ્ઝ) જંગલો.
Climber, s. (કલાઇમ્બર) ઝાડપર ચેહડનાર.
Hollow, a. (હૅલો) પોકલ.
Fond, a (ફૉન્ડ) શોખીલું.
Plenty, a. (પ્લેન્ટી) પુષ્કળ.
Forest, s. (ફૉરેસ્ટ) જંગલ.
Robs, v. t (રૉબ્ઝ) ચોરેછે
Hives, s. (હાઇવ્ઝ) મધપુડા
Smell, s. (સ્મેલ) વાસ, સુંગંધ.
Gnaws, v t. (નૉઝ) કરડેછે.
Bark, s. (બાર્ક) છાલ.
To let, inf. (ટુ લેટ) અંદર ઘાલવો.
Paw, s. (પૉ) પંજો.

In spite of, pre. (ઇનસ્પાઇટ ઑફ્) તે છતાં.
Stings, s. (સ્ટીંગ્ઝ) ડંખો.
Thrusts in his paw, પોતાનો પંજો અંદર ઘાલેછે.
Scoops out, (સ્કૂપ્સ આઉટ) કોતરીને બાહેર કાઢેછે.
Lumps, s. (લમ્પ્સ) જથ્થા.
Comb, s. (કોમ) પુડો.
Has robbed v. t. (હેઝ રૉબ્ડ) ચોરી લઈ જાયછે.
Store, s. (સ્ટોર) સંગ્રહ, ભંડાર.
Cave, s. (કેવ) ગુફા.
Twigs, s. (ટવીગ્ઝ) ડાંખળીઓ.
Snugly, ad. (સ્નગલી) મજેથી.
Closes, v. t. (ક્લોઝીસ) બંધ કરેછે.
Wakens, v. i. (વેકન્સ) ઉઠેછે.
To roam, inf. (ટુ રોમ) ભટકવાને.
To hunt, inf. (ટુ હન્ટ) શીકાર કરવાને.
Blankets. s. (બ્લૅન્કેટસ) ધાબળીઓ, કામળીઓ.
Muffs, s. (મફ્સ) રૂવાંવાળા ચામડાના હાથના ઢાંકણુ.
Fat. s. (ફૅટ) ચરબી.

ભુરૂં રીંછ જંગલોમાં રહે છે. તે ઘણી સારી રીતે ઝાડ ઉપર ચઢનાર છે, અને પોકળ ઝાડમાં પોતાનું રહેઠાણ કરવાને પસંદ કરેછે. તે જંગલી મેવાનું ઘણું શોખીલું છે. કે જે તેને જંગલમાં પુષ્કળ મળી શકે છે તે વળી મધનુ પણ શોખીલું છે અને જંગલી મધમાખોના મધપૂડા ચોરી જાય છે. જંગલી મધમાખો તેઓના મધપુડા પોકળ ઝાડોમાં કરે છે. અને ભુરૂં રીંછ મધની વાસથી તેમને શોધી કાઢે છે. જ્યારે તેને મધપુડો માલમ પડે છે ત્યારે તે ઝાડ ઉપર ચઢે છે અને જ્યાં સુધી પોતાનો પંજો અંદર જાય એટલું મોટું બાકું પાડે છે ત્યાં સુધી કલાકોના કલાકો સુધી તે છાલ અને લાકડાને કરડે છે. પછી મધમાખોના ડંખો છતાંબી તે પોતાનો પંજો અંદર ઘાલે છે અને મધ સાથે જથ્થા બંધ પૂડાઓ કોતરીને બાહેર કાઢે છે. જ્યાં

સુધી ગરીબ મધમાખોનો બધો ભંડાર તે ચોરી જાય છે ત્યાંસુધી તે ગટકતો નથી. જ્યારે શીયાળો બેસેછે ત્યારે તે ઝાડોની ઘટામાં એક બાંકુ અથવા ગુફામાં જાયછે. ત્યાં તે પોતાને વાસ્તે પાંતરાં અને ડાંખલીઓનું બીછાનું કરે છે, અને જ્યારે બરફ પડે છે ત્યારે તે તેનું રક્ષણ કરે છે અને તે મજેહથી સંતાઇને તેની નીચે પડી રહે છે. તે પોતાની આંખો બંધ કરે છે અને બાકીનો શીયાળો ઉંઘયા કરેછે. વસંત ઋતુમાં તે ફરીથી જાગૃત થાય છે અને એક વખત ફરીથી જંગલોમાં ભટકવાનું શરૂ કરેછે. માણસો જંગલમાં રીંછનો શીકાર કરવા જાય છે. તેઓ તેની ચામડીના ડગલા, કામળીઓ, રૂવાંવાળા ચામડાના ઢાંકણુ બનાવવાને ચાહે છે તેઓ વળી તેનુ માંસ ખાય છે અને તેના ચરબીનું તેલ બનાવે છે.

---

## THE LION AND THE MOUSE.

## સિંહ અને ઊંદર.

Lion, s. ( લાયન ) સિંહ.
Was lying asleep, સુતેલો હતો.
Mice, s. માઈસ ` ઊંદરો.
(To) amuse, inf. (એમ્યુઝ ગમત કરવી.
Awoke, v. t. (અવોક) જગાડવો.
Starting up, pr p. (સ્ટાર્ટિંગ અપ) ઝબકીને ઉઠીને.
Could not give away. બચી શકયો નહીં.
Rest, s. (રેસ્ટ) બાકીના.
Began to plead, કાલાવાલા કરવા લાગ્યો.
Pleaded so hard, એટલા બધા કાલાવાલા કીધા.
Grateful, a. (ગ્રેટફુલ) આભારી.
To repay, inf. (ટુ રીપે બદલો વાળી આપવો.
Smiled, v. i. (સ્માઇલ્ડ) હસ્યો.
Idea, s. (આઇડીઆ) વિચાર
Net. s. (નૅટ) જાળ.
Ropes, s. (રોપ્સ) દોરડાં.

Had been spread, પાથરેલી હતી.
Hunters, s. (હુન્ટર્સ) શીકારીઓ.
Struggled, v t. (સ્ટ્રગલ્ડ) તરફડીઆં માર્યાં.
In vain. ad. (ઇનવેન) ફોગટ
To get free, છુટો થવાને.
Roared with pain and terror, દુઃખ અને ધાસ્તીથી બરાડા મારવા લાગ્યો.
Set to work, કામ કરવા લાગ્યો.
Sharp teeth અણુંવાલા દાંત.
After a great deal of labour, ઘણીજ મેહેનત પછી.
Gnawed through, આરપાર કરડી ખાધું.
Prowling, pr. p. (પ્રોઉલિંગ ભટકતાં, રખડતાં.
Eager, a. (ઇગર) આતુર.
Search. s. (સર્ચ) શોધ.
By chance, (બાયચાન્સ ભોગ ચોગડીએ, દૈવયોગે.
Unwelcome, a. (અનવેલ્કમ) નાપસંદ.
Crept, v. i. (ક્રેપ્ટ) ચાલી આવ્યો.
Tiny. a (ટીની) નાંહનો
Nibbled, v. t. (નિબલ્ડ) કરડી ખાધું.
Cords. s. (કૉર્ડઝ) દોરડાં.
Strings gave away, દોરીઓ છુટી પડી ગઇ.
Should not despise, ધિક્કારવું નહી જોઇએ.
Humblest, a. (અમ્બલેસ્ટ) સૌથી નમ્ર.
May need, v. t. (મે નીડ) જરૂર પડે.
The poor man, ગરીબ માણુસ.

એક દીવસ જંગલમાં એક સીંહ સુતેલો હતો ત્યારે કેટલાક ઊંદરો તેના ઉપરથી દોડીને પોતાને ગમત આપવા લાગ્યા. છેવટે તેઓએ તેને જગાડયો; અને ઝબકીને ઉઠીને એક નાની ચીજ (ઊંદર) ઉપર પોતાનો પંજો મુકયો કે જે બાકીના સાથે બચી જઇ શકયો નહી ને સીંહ તરતજ તે નાની ચીજને (ઊંદરને) મારવા જતો હતો એટલામાં તે પોતાની જીંદગીને વાસ્તે કાલાવાલા કરવા

લાગ્યો. તેને એટલાતો કાલાવાલા કીધા કે છેવટે સીંહે તેને છોડી દીધો; અને તે આભારી ઊંદરે કહ્યું "ભલા સીંહ હું ખાતરીથી કહું-છું કે એક દીવસે તારી માયાનો બદલો પાછો વાળવાને હું શકિત-વાન થઇસ. આવા નાના પ્રાણીનો હમેશાં ઉપયોગી થવાનો વિચાર સાંભળીને તે સીંહ હસ્યો, અને ઊંદર પોતાના દરમાં દોડી ગયો. થોડા વખત પછી તે સીંહ દોરડાની બનાવેલી એક મજબુત જા-ળીમાં પકડાયો, કે જે જંગલમાં કેટલાક શીકારીઓએ પાથરેલી હતી. તેણે છુટા થવાને ફોકટ તરફડીઆં માર્યાં, અને દુઃખ અને ધાસ્તી-થી બરાડા મારવા લાગ્યો. ને નાના ઊંદરે તેને (બુમ પાડતો) સાંભળ્યો, અને તેને મદદ કરવા દોડી ગયો. તે તેના અણી-વાળા દાંતથી કામ કરવા મંડી ગયો; અને છેવટે ઘણીજ મેહે-નતે તે દોરડું આસપાસ કરડી ખાધું અને સીંહને છુટો કર્યો.

એક સિંહ જંગલમાં શીકારની આતુર શોધમાં ભટકતો હતો ત્યારે દૈવયોગે જાળમાં પકડાયો અને પાછો બાહેર આવી શકયો નહી. તેણે આ નાપસંદ બરમાંથી છુટાં થવાને ફોકટ કોશેશ કીધી, જયારે એકાએક એક નાનો ઊંદર પોતાના દર-માંથી ચાલી આવ્યો. તેણે જયાંસુધી એક પછી એક બધી દો-રીઓ છુટી પડી ગઈ ત્યાંસુધી તેણે પોતાના અણીવાળા દાં-તોથી તે દોરડાની બનાવેલી જાળને કરડ્યા કીધી, અને સીંહને છુટો કર્યો આ ઉપરથી દેખાઇ આવે છે કે આપણે સોથી નીચ ચીજ જે રેહેતી હોય તેને ધિક્કારવી નહી જોઈએ; કોઇ વખતે સૌથી જોરાવર માણસને ગરીબ માણસની મદદનો ખપ પડે છે.

---

## THE PET LAMB. લાડકવાયું મેઢું.

**Pet**, a. (પેટ) લાડકવાયું.
**Had been sold**, (હૅડબીન સોલ્ડ) વેચવામાં આવી હતી.
**Food and clothing**, અન્ન

અને કપડાં.
Family, s. (ફૅમીલી) કુટંબ.
But the pet lamb, તે વ્હાલાં મેંઢા સિવાય.
Heart, s. (હાર્ટ) અંતઃકરણ.
Felt sad, દલગીરી લાગી.
Of parting, (ઑાફ પાર્ટીંગ) છુટાં પડવાનો.
She had made up her mind to sell, તેણીને વેચવાનો ઠેરાવ કરવાની ફરજ પડી હતી.
To go for the butcher, ખાટકીને તેડવા જવાને.
Heavy heart, ભારે દીલથી.
Bargained, v. i. (બારગેન્ડ) સાદું કીધું.
Sale, s. (સેલ) વેચાણ.
Alarm, s. (અલાર્મ) ધાસ્તી.
Go away, (ગો અવે) જતો રહે.
Pushing aside, બાજુએ ખેંચીને.
Playful, a. (પ્લેફુલ) રમતીઆળ.
Tone, s. (ટોન) અવાજ.
In front, (ઇન ફ્રન્ટ) આગળ.
Neck, s (નેક) ગરદન.
Began to drag away, ખેંચવાને શરૂ કીધું.
Very sadly, ઘણીજ દલગીરી ભરેલી રીતે.
Grief, s. (ગ્રીફ) દુઃખ, દલગીરી.
Was too much for her, તેણીથી ખમી ન શકાય એવો હતો.
And her heart sank within her, અને તેણીનો જીવ ઘણો બળ્યો.
Pleading, pr. p. (પ્લીડીંગ) કાલાવાલા કરતાં.
Tearful, a. (ટીઅરફુલ) આંસુથી ભરેલી.
Choked, p. p. (ચોકડ) ગુંગલાઇ ગયેલાં.
Sobs, s. (સૉબ્સ) ડચકાં.
In husky tones, ખોખરા આવાજે.
Stopped dragging, ખેંચવાનો બંધ કીધું.
Ceased v. t. (સીઝડ) બંધ પાડયું.
In a voice that shook, લથડતા અવાજે.
Cannot earn, (કૅનનૉટ અર્ન) કમાઇ શકતી નથી.

Was alive, જીવતો હતો.
Won't have sold, વેચવા દેવાના નથી.
We will rather go without bread, હમને રોટલી વગર ચાલશે.
Could not help selling. વેચ્યા વગર ચાલ્યું નહીં.
The more, જેમ જેમ વધારે અને વધારે.
Handed back the silver રૂપા નાણું પાછું આપ્યું.
Was touched in his heart, તેના દીલમાં લાગ્યું.
Offered to return her money. તેણીના પૈસા પાછા આપવાને કહયા.
Will not rob, છીનવી લઇશ નહીં.
Dashed across, આડે ધર્યાં
Was set free. છોડી મુકયો.
Gathered, v. i. (ગેધર્ડ) એકઠાં થયાં.
Stroked, v. t. (સ્ત્રોકડ) પંપાળ્યું.
Were filled with joy, ઘણાં ખુશી થયાં.
Never found herself so hard pressed, કદી આવી ખરાબ હાલતમાં આવી નહીં.
Tried, v t (ટ્રાઇડ) યત્ન કીધો, કોશેશ કરી.

કુટંબને વાસ્તે ખોરાક અને કપડાં ખરીદ કરવામાં એક પછી એક નાની ચીજને વેચવામાં આવી હતી. છેવટે ત લાડકવાયા મેંઢા સિવાય બીજું કાંઈ વેચવાનું રહયું ન હોતું. પણ માનું અંતઃકરણ ડેઝી સાથે જુદાં પડવાનો વિચાર સાંભળીને દલગીર થયું; કારણ કે છોકરાં તેને (ડેઝીને) ઘણા ચહાતા હતાં છેવટે તે મેંઢાને વેચવાનો ઠેરાવ કરવાની તેને ફરજ પડી હતી. તેણી પોતાના છોકરાંમાના એકને પણ ખાતકીને તેડવા જવાને વાસ્તે કહી શકી નહી તેથી તેણી પોતે ભારે દીલથી ગઈ અને ડેઝીને વેચવાનુ સાટું કીધું. જયારે સઘળાં છોકરાં તે મેંઢાની સાથે રમતા હતાં ત્યારે ખાટકી અને તેનો ચાકર બારણા આગળ આવીને ઉભાં, તેને બુમ પાડીને કહયું "મીસીસ ગ્રાંટ સહવારની સલામ. તમે જાણો છો કે હું અહીંઆ મેંઢાને વાસ્તે આવ્યો છું"

તેણીના એક છોકરાએ તેણીની બાજુમાં દોડી આવીને અને ધાસ્તીમાં તેણીના ચેહેરા તરફ જોઇને પૂછયું "શાને વાસ્તે મા"! મીસીસ ગ્રાંટે તે છોકરાને બાજુએ ખસેડીને કહયું. "મારા વહાલા જતો રહે." તે ખાટકીના છોકરાએ હાથમાં દોરડું લઇને ડેઝી પાસે જઇને રગતીઆળ અવાજમાં કહયું "ચારલી હવે તે મારો મેંઢો છે"! 'નહી તે તારો મેંઢો નથી. તે નાના છોકરાએ તેના (મેંઢાની) આગળ આવીને કહયું તે હમારો મેંઢો છે" પણ તે છોકરાંએ તેને એક બાજુએ દુર કરીને ડેઝીના ગળામાં દોરડું નાખ્યું અને ખેંચીને તે નાના પ્રાણીને લઇ ગયો. તે ગરીબ મેંઢાએ ઘણી દલગીરી ભરેલી રીતે બુમ પાડી. માને જે દલગીરી ઉપજી તે તેણીથી ખમી શકાય તેવી ન હોતી. અને તેણીનો જીવ ઘણો બળ્યો. થોડા વખત પછી છોકરાં તેઓના નાના મેંઢાને વાસ્તે આંસુથી ભરેલી આંખથી કાલાવાલા કરતાં, અને તેઓના અવાજ દસકાં ખાંઇ ખાઇને ગુંગલાઇ જતાં તેણીની પાસે આવીને ઉભા. તેણીએ ખોખરા અવાજે ખાતકીને કહયું મેહેરબાની કરી તારા છોકરાને થોડા વખત થોભવાને કહે. તે છોકરાએ પોતાના ધણીના કહેતા વારનેજ તે મેંઢાને ખેંચવાનું બંધ કીધું અને તે નાના પ્રાણીએ બેંબેં કરવું બંધ પાડયું. માએ લથડતા અવાજે કહયું મારાં પ્યારા બાળકો હું હમણા ઘણી ગરીબ છું અને તમારો પીતા જીવતો હતો ત્યારે પઇસા કમાતો હતો તેમ હું કમાઇ શકતી નથી. તે માયાળુ ખાટકીએ ડેઝીના પૈસા આપ્યા છે; અને તે પઇસાની હું તમારે વાસ્તે ખાવાની રોટલી લાવીશ, તે છોકરાઓએ બુમ પાડી નહી! નહી! નહી! હમે તમને ડેઝીને વેચવા દેવાની રજા આપતા નથી! હમે હમારા પ્યારા નાના મેંઢાને વેચવા દેવાના નથી! તે હમારો મેંઢો છે. અને મા તારે તે વેચવો નહી જોઇએ. હમોને રોટલી વગર ચાલસે પણ મેંઢાને વેચવા દઇશું નહી! મીસીસ ગ્રાંટે પોતાના છોકરાંને તેણીને મેંઢો વેચ્યા સિવાય છુટકો નથી એમ સમજાવવાની ફોકટ કોશેશ

કીધી. જેમ જેમ તેણી વધારે વાત કરવા લાગી તેમ તેમ તેઓ ડેઝીને વાસ્તે વધારે કાલાવાલા કરવા લાગ્યા. છેવટે તેણીએ રૂપા નાણું પાછું આપ્યું અને કહયું કે સાહેબ હું હમણા વેચી શકતી નથી. બીજો વખત આવે ત્યાં સુધી થોભ. મારે થોડા દીવસ વધારે રાખવાને કોશેશ કરવી જોઇએ. ખાતકી જે જતાં જતાં આ બધુ નીહાળીને જોતો હતો તેના અંતઃકરણમાં અસર થઈ; અને જ્યારે મીસીસ ગ્રાંટે પઇસા પાછા આપવા કહયા ત્યારે તેણે કહયું મીસીસ ગ્રાંટ હું મેંઢો અથવા પઈસા એ બેમાનું કોઇબી લઇસ નહી. જો કે હું ખાતકી છું તોપણ બીજાં માણસો કરતાં મારૂં હ્રદય વધ રે કઠણ નથી હું તે છોકરાઓનું વહાલું મેંઢું કદી છીનવી લઈસ નહી. હું તમારી પાસેથી ડેઝીને ખરીદ કરીસ અને છોકરાંને પાછું આપીશ. જૉય અહીંઆ આવ તે મેંઢાને લઇ જતો નહી. હું તેને કદી માંગીસ નહી. જેવો તે બોલ્યો તેવોજ તેનો અવાજ લથડ્યો. અને તરતજ પોતાનો હાથ તેની આંખ આગળ આડો ધર્યો. ડેઝીને તરતજ છુટો કર્યો; છોકરાંઓ દીલમાં ઘણું ખુશી થયા અને એકઠા થઇને તે વહાલા મેંઢાને પંપાળવા લાગ્યા. કેટલાએક મિત્રોની દયાળુ મદદથી તે ગરીબ માં જેવારે તેણીએ છોકરાંના વહાલા મેંઢાને વેચવાની કોશેશ કીધી તેવારે જે પ્રમાણે ખરાબ હાલતમાં હતી, તેના જેવી ફરીથી કદી તેવી ખરાબ હાલતમાં આવી નહીં.

---

## PERSEVERE. ખંત રાખો.

Persevere, v. i (પરસીવીઅર) ખંત રાખો.
Drive, v. t. (ડ્રાઈવ) મારો, ઠોકો.
Hit, v. t. (હીટ) ઠોકો, મારો.
Strike, v. t. (સ્ત્રાઇક) ઠોકો. મારો.
Red, a. ( રેડ ) લાલ ચોળ.
Might, s. (માઇટ) જોર, બળ
Top, s. ( ટૉપ ) મથાળુ.

**Standing at the foot,** તળીએ ઉભા રહીને.
Gazing. pr. p. ( ગેઝીંગ ) તાકીને જોતાં.
**Stumble v. i.** ( સ્ટંબલ ) ઠોકર ખાવી.
**Never be down-cast,** કદી પણ હીંમત છોડતા નહીં.
Will succeed, ફતેહ પામશો.
At last, ( ઍટ લાસ્ટ ) છેલે સરવાળે, છેવટે.

છોકરાઓ ખીલો રીધો મારો, તેના મથાળા ઉપર મારો; છોકરાઓ જ્યારે લોખંડ લાલ ચોળ હોય ત્યારે તમારા સઘળા જોરથી મારજો. છોકરાઓ જ્યારે તમારે કામ કરવનું હોય ત્યારે તે ખુશીથી કરજો, છોકરાઓ જેઓ મથાળે પોંહોચે છે તેઓને પેહેલા ટેકરી ચડવી જોઇએ. છોકરાઓ તળીએ ઉભા રહી આકાશ તરફ જોયા કરસો અને જો તમે કદી કોશેશ નહી કરસો તો કેવી રીતે ઉપર જઈ શકસો. છોકરાઓ જો કે વારંવાર તમે ઠોકર ખાઓ છો તોપણ કદી હીમ્મત છોડતા નહી; છોકરાઓ ફરી ફરીથી કોશેસ કરજો અને છેવટે તમે ફતેહ પામશો.

---

## THE CROW AND PITCHER. કાગડો અનેઘડો.

Crow, s. ( ક્રો ) કાગડો.
Thirsty. a. (થર્સ્ટી ) તરસી.
Flew, v. i. ( ફ્લ્યુ ) દોડીને ગયા.
Pitcher, s. (પીચર) ઘડો.
Hoping, pr. p. (હોપીંગ) આશા રાખીને.
Efforts, s. (ઍફર્ટસ) કોશેશ, મેહેનત.
Could not wet, ભીંજવી શકી નહી.
Tip, s. (ટીપ) અણી.
Never despair, (નેવર ડીસ્પેર) કદી આશા ન મુક.
Where there is a will there is a way, મરજી હોય ત્યાં રસ્તો હોયછેજ; મનચંગા તો કથરોટમે ગંગા

Clever thought, ચાલાકી ભરેલો વિચાર.
Came into her head, તે બીના મનમાં આવ્યો.
Picked, v. t. (પીકડ) ઊંચકી લીધો.
Pebble. s (પેબલ) પથ્થર.
Sank. v. i. (સૅંક) નીચે ગયા.
Began to rise, ઉપર ચઢતા મ ડયું.
Dropped, v i. (ડ્રૉપ્ડ) નાંખ્યા.
Labour was rewarded, મેહેનતનો બદલો મળ્યો.
Drank at her ease, મજા થી પીધું.
But for her clever thought, પણ તેણીને આ ને ચાલાકી ભરેલો વિચાર સુઝ્યો નહી હતે તો.
She would never have been able to reach, તેણી મેળવવાને કદી શકિતવાન થતે નહી

એક કાગડી કે જે ઘણી તરસી હતી તે એક ઘડો કે જેમાં તેને કાંઈ પાણી મળસે એવી આશાથી તેની તરફ દોડી ગઈ. તેમાં પાણી એટલું તો થોડું હતું કે ઘણીજ મેહેનત કરતાં પણ તે ગરીબ કાગડી પોતાની ચાંચની અણી પણ ભીંજવી શકી નહી. તે કાગડીએ પોતાના મનમાં કહ્યું "કદી આશા ન મુક" ગરજ હોય ત્યાં રસ્તો હોય છેજ. તેણીના નાના કાળા માથામાં ચાલાકી ભરેલો વિચાર આવ્યો. તેણી પાણીની નીચે જઈ શકી નહી; પણ તેણી પોહોચી શકે એટલું પાણી ઊંચું કરી શકી. તે કાગડીએ એક પથ્થર ઊંચક્યો અને તે ઘડામાં નાંખ્યો; એક નાંખ્યો પછી બીજો નાંખ્યો. જેમ જેમ તે ડુબતાં ગયા તેમ તેમ પાણી ઊંચું આવતું ગયું. તે કાગડીએ ઘણા પથરા આગાડીથી નાંખ્યા હતા તેથી તેણીની મેહેનતનો બદલો મળ્યો, અને તેણીએ મજેહથી પાણી પીધું; અને તેણીને આવો ચાલાકી ભરેલો વીચાર સુઝ્યો ન હતે તો તે મેળવવાને તેણી શકતીવાન થતે નહી.

---

# THE SOLDIER AND THE HORSE.

## સીપાઈ અને ઘોડો.

Soldier, s. (સોલજર) સીપાઇ
Was passing along a street, એક મોહોલ્લામાંથી જતો હતો
London. s. (લંડન) ઇંગ્લંડની રાજધાની.
Old fellow, અસલી દોસ્તગીત્ર.
Seemed to know, ઓળખતો હોય એમ જણાયો.
Laid back the ears, કાન પાછલ નાંખ્યા.
Pocket, s. (પૉકેટ) ગજવું.
Penny, s. (પેની) બે ફદીઆં.
A feed of corn, એક વખત ખાય એટલું અનાજ.
Stable, s. (સ્ટેબલ) તબેલો.
Went his way, પોતાને રસ્તે ગયો.
Beautiful, a. (બ્યુટીફુલ) સુંદર, સારો.
Sight, s. (સાઇટ) દેખાવ.
Wonder, s. (વન્ડર) અજાએબી.
Kindness, s. (કાઇન્ડનેસ) માયા.
Lesson. s. (લેસન) સીખામણ, ધડો.
Likely, ad. (લાઇકલી) ઘણું કરીને.

એક દીવસ એક ગરીબ સીપાઇ લંડન શેહેરના એક મોહોલ્લામાંથી જતો હતો. એકદમ તે ઉભો રહયો અને મોહોલ્લાની બીજી બાજુ તરફ એક ઘોડા તરફ થોડો વખત જોયાં કીધું, તેજ તે મોહોલ્લામાંથી તે દોડતો ગયો અને "હું તેને ઓળખું છું" "હું તેને ઓળખું છું" એમ બુમ તેને પાડી. તે મારો પોતાનો જુનો ઘોડો છે, પ્યારો અસલ મિત્ર! તે ઘોડો અવાજ ઓળખતો હોય એમ જણાયો. તેણે પોતાના કાન પછાડી મુકયા અને પોતાનુ નાક તેના (સીપાઇના) હાથ આગળ ધર્યું અને તે તેને માયાળુ રીતે પંપાળવા લાગ્યો થોડો વખત રહીને તે ગરીબ સીપાઇએ પોતાનો હાથ ગજવામાં નાંખ્યો; અને નાંખતાની વારજ તેણે

કહ્યું "હા, તેને (ઘોડાને) મળસે જો કે મારાં છેલ્લાં બે ફદીયાં છે તોપણ તેને વાસ્તે એક વખત ખાય એટલું અનાજ લાવવાને પુરતાં છે" એકદમ (તેને વાસ્તે) તે અનાજ લેવાને દોડી ગયો; થોડા વખતમાં તે અનાજ લઇને પાછો આવ્યો અને માયાળુ રીતે ઉભો રહીને પોતાને હાથે તે ઘોડાને ખવાડયું. કેટલોક વખત તેની પાસ ઉભા રહયા પછી તેને તેનો ધણી ક્યાં છે તે પુછ્યું. કે જેથી કોઈ દહાડે ત્યાં જઇને તે તેને મળે. ત્યાર પછી તે પોતાને રસ્તે ગયો. અને જતી વખત હાંકનારને કહ્યું કે મારા ગરીબ દોસ્ત જોડે સારી રીતે વર્તજે અને તેને સારી રીતે વાપરજે તે એક સુંદર દેખાવ હતો; અને કેટલાએક નાના છોકરાં જે નજદીક ઉભા હતા તેઓએ જ્યારે તે ગરીબ સીપાઇની માયા તેના ગરીબ મિત્ર તરફ જોઇ ત્યારે હરરા કરીને બુમ પાડી એમાં કાંઇ અજાએબ જેવું ન હોતું. તે પાઠ પ્રાણીઓ ઉપર માયા રાખવા ઉપરનો હતો જે તેઓ ઘણું કરીને જલદીથી ભુલી જાય તેમ ન હોતું.

---

## LESSONS. ધડા.

To study, inf. (ટુ સ્ટડી) અભ્યાસ કરવાનો.

Hard ad. (હાર્ડ) સખત, ઘણોજ કઠણ.

Reward, s. (રીવૉર્ડ) બદલો, ઈનામ.

Spell v. t. (સ્પેલ) જોડણી કરવી.

Lessons must heed (લૅસનસ મસ્ટ હીડ) ધડા ઉપર ધ્યાન આપવું જોઇએ.

Succeed, v. i. (સકસીડ) ફતેહ પામવું.

Empty, a. (એમ્પટી) ખાલી.

Purse, s. (પર્સ) કોથળી.

Brain s (બ્રેન) મગજ, ભેજું

Worse, a. ( ઉવર્સ ) વધારે ખરાબ.

With a will, ખુશીથી.

Prize, s. ( પ્રાઈઝ ) ઇનામ.

To win, inf. ( ટુ ઉવિન. ) જીતવાનો, મેળવવાનો.

To pour, inf. (ટુ પોર) મેળવવાનો, રેડવાનો.
Golden knowledge, સોનાના જેવું સરસ જ્ઞાન, સૌથી કીમતી જ્ઞાન.

હમણા સખત અભ્યાસ કરવાનો વખત છે; મેહેનત તેનો બદલો આપશે; ત્યારે મેહેનત કરો, મેહેનત કરો, મેહેનત કરો! આપણે જોડણી કરવી જોઈએ અને વાંચવું જોઇએ, અને ફક્ત આપણા ધડા ઉપર ધ્યાન આપવું જોઇએ, ખાતરીવાળા અને મકમ વિચારના ફતેહ પામવા જોઈએ; ત્યારે મેહેનત કરો, મેહેનત કરો, મેહેનત કરો! ખાલી કોથળી કોને પસંદ આવે? ખાલી મગજ એનાથીબી વધારે ખરાબ છે, ત્યારે મેહેનત કરો, મેહેનત કરો, મેહેનત કરો! ખુશીથી કામ શરૂ કરો; હમણા ઇનામ જીતવાનો અને સોનાના જેવું જ્ઞાન મેળવવાનો વખત છે, ત્યારે મેહેનત કરો! મેહેનત કરો! મેહેનત કરો!

---

## THE WHITE BEAR. સફેદ રીંછ.

Cold cold North, ઉત્તર તરફના ઘણાજ થંડા મુલકો.
Always, ad. (ઑલવેઝ) હમેશાં.
Snow, s. (સ્નો) બરફ.
Blocks of ice, બરફના ચોસલાં.
Float about, v. i. ( ફ્લોટ અબાઉટ ) આમ તેમ તરેછે.
Polar bear, (પોલર બેર) ઉત્તર ધ્રુવમાં રેહેનારો રીંછ.
Does not mind, દરકાર કરતો નથી.
To keep him warm, તેને હુંફાળો રાખવાને વાસ્તે.
Enjoys, v. t. ( ઍન્જૉયઝ ) ખમેછે.
Sharp air, કકડતી થંડી.
Warm sunshine, ઘણોજ તડકો.
Slips, v. ( સ્લીપ્સ ) સરકવું.
Soles, s. ( સોલ્સ ) તળીઆં.

Are covered, ઢંકાઈ ગયે-
લાંછે.

As if he had on, જાણે કે
તેને પેહેરેલાં હોય.

Pair, s. ( પેર ) જોડી.

Generally, ad. ( જનરલી )
ઘણું કરીને.

Plenty, a. ( પ્લેન્ટી ) ઘણું
બહું.

Fond, a. (ફૉન્ડ) શેખીલો.

Seal, s. (સીલ) સીલ માછલી.

Dinner, s. (ડીનર) ખાણું.

Roams, v. i. (રેમ્ઝ) ભટકેછે.

Is melted, ( ઇઝ મેલ્ટેડ )
પીગળી ગયેલુંછે.

Likely place, બને એવી
જગા.

To pop up its head, સડપ
દઇને ડોકું બાહાર કાઢવાની.

By and by, ad. રફતે રફતે.

Pounces, v. i. (પાઉન્સીસ)
તડાપ મારેછે.

Drags out, v. i. ( ડ્રૅગ્સ
આઉટ ) ઘસડી કાઢેછે.

Tears it to pieces, તેના
કકડે કકડા કરી નાંખેછે.

Dives, v. i. (ડાઈવ્ઝ) ડુબકી
મારેછે.

He comes upon, તેને મ-
ળેછે.

Treat, s. ( ટ્રીટ ) મેજબાની,
ઓછવ.

Berries, s. ( બેરીઝ ) બેરી
ફળો.

See weeds, s. (સી-ઉવીડઝ)
દરીઆઈ પાલો.

ઉત્તર તરફના ઘણુાજ થંડા મુલકોમાં જમીન ઉપર હમેશાં બરફ પડ્યું રહે છે. ઉનાળામા પણ ઘણી થંડી હોય છે, કારણ કે બરફના મોટા ચોસલાં સમુદ્રમાં આમ તેમ તર્યા કરે છે. આ જગ્યાએ ઉત્તર તરફના ધ્રુવમાં રહેનારા રીંછ રહે છે. તે થંડીની દરકાર કરતો નથી, કારણ કે ઇશ્વરે તેને હુંફાળો રાખવાને જાડાં રૂવાંનો દગલો આપેલો છે. જેવી રીતે તમે ઘણોજ તડકો ખમો છો તેવીજ રીતે તે કડકડતી થંડી ખમે છે. જેમ તમે બરફ ઉ-પરથી સરી જાઓ છો તેમ તે સરી જતું નથી; કારણ કે તેના પગના તળીઆં લાંબા બાળથી ઢાંકેલાં હોય છે. જાણે કે તેને રૂવાંના જોડા પેહેરેલાં હોય તેમ તે નરમ રીતે ચાલે છે.

રીંછ દરીઆ કીનારે રહેછે; કારણ કે તેને પાણીમાં તરવાનું ગમે છે. અને ત્યાં પણ તેને ઘણું કરીને પુષ્કળ ખાવાનું મળે છે. તે પોતાને ખાવાને વાસ્તે સીલ માછલી પકડવાને ઘણો શીખીલો છે. જ્યાંસુધી તે એક જગ્યાએ આવે છે કે જ્યાં તે જુવે છે કે બરફ પીગળેલું છે ત્યાં સુધી તે બરફ ઉપર ભટકયા કરે છે, તે જાણે છે આ જગ્યા ઘણું કરીને સીલ માછલીને સડપ દઇને દોકીયું બાહેર કાઢવાની છે. તેટલા માટે તે બેસે છે અને તપાસ રાખે છે. રફતે રફતે સીલ માછલીનું ગોળ માથું ઉપર આવે છે. તે રીંછ તેના ઉપર તડાપ મારે છે. તે પાણીમાંથી સીલ માછલીને ખેંચી કાઢે છે, તેના કકડે કકડા કરીને ખાઈ જાય છે. કોઈ કોઈ વખત તે માછલીની પાછળ પાણીમાં ડુબકી મારે છે અને એટલોતો ચપળ હોય છે કે તે (માછલી) નાસી જાય તેની અગાઉ તેને પકડે છે. કોઇ વખત તેને મરી ગયેલા મગરમચ્છનો કડકો હાથ લાગે છે અને તેને તે એક મોટી મેજબાની સમજે છે. જ્યારે તેને કીનારા ઉપર ખોરાક મળી શકતો નથી ત્યારે જે જગ્યાએ બરફ પીગળેલું હોય છે ત્યાં જાય છે અને બેરી ફળો ઉપર ગુજરાન ચલાવે છે. જો ખરેખર તે ઘણો ભુખ્યો હોય છે તો કીનારા ઉપરનો દરીઆઇ પાલો પણ ખુશીથી ખાય છે.

---

## NEVER PUT OFF. કદી ઢીલ કરતા ના.

Whenever, ad. (ઉવ્હેનઍવર) જ્યારે પણ.
A task is set to you, તમને કાંઇ કામ કરવા સોંપ્યું હોય તે.
Idly, ad. (આઇડલી) આળસાઇથી.
Do not view it, જોયા કરતા નહી.
Nor be content, સંતોષ પામતાના.
At once, એકદમ.

જ્યારેબી તમને કાંઈ કામ કરવા સોંપ્યું હોય ત્યારે આળસુ બેસીને તે જોયા કરતા નહી; બીજાની પાસે કરાવશું એવી આશાથી સંતોષ પામતા નહી પણ તરત શરૂ કરીને પુરૂં કરો.

---

## THE FOX AND THE GOAT.

### શીઆળ અને બકરી.

Fox, a. (ફૉકસ) શીઆલ.
Cunning, s. (કાનંગ) લુચ્ચાઇ.
Believed, v. (બીલીવ્ડ) માન્યું.
Springs, s. (સ્પ્રિંગ્ઝ) ઝરા, નાળાં.
Brooks, s. (બ્રૂકસ) નાળાં.
Slyly, ad. (સ્લાઇલી) નજર ચુકવીને.
Farm-yard, s. (ફાર્મ યાર્ડ) ખેતરનો વાડો-ચોક.
Hurry, s. (હરી) ઉતાવળ.
He thought of an old well, તેને એક જુના કુવાનું યાદ આવ્યું.
Set off, v. i. (સેટ ઑફ) જવા નીકળ્યો.
With full speed, પુરી ઝડપથી.
Water was quite out of his reach, પાણી તેના હાથમાં સુદલ આવે એવું નહી હતું.
Tumbled, v. i. (ટમબલ્ડ) ગબડી પડયો.
Heels over head, ઊંધે મસ્તકે.
He got a great fright, તે ઘણોજ બીધો.
Was hurt, v. t. (ઉવૉઝ હર્ટ) ઈજા થઇ.
His thirst was gone, તેની તરસ ગટી.
He wished to get out, તેની બહાર નીકળવાની ઇચ્છા થઇ.
Steep, a. (સ્ટીપ) ઉભી.
Hind legs, પાછલા પગો.
Close, a. (કલોઝ) બંધ કીધેલો.
Prisoner, s. (પ્રીઝનર) બંધીવાન.

That I cannot stop drinking it, મને પીવાનું છોડવા ગમતું નથી.
Long beard, s. (લૅાગ બીઅર્ડ) બકરી.
No sooner, ad. (નો સુનર) જેવી.
Leaped, v. i. (લીપ્ડ) કુદી પડયો.
In an instant, એક પળમાં.
Sprang, v. i. (સ્પ્રૅંગ) કુદયો.
Madam, s. (મેડમ) બાઈ.
I bid you good morning હું તમને સહવારની સલામ કરૂં છું.
Silly, a. (સીલ્લી) અનાડી.
Foolish, a. (ફુલીશ) મુર્ખ.
To listen, inf. (ટુ લીસન) સાંભળવાને.
Sly, a. (સ્લાઇ) પકકો, ખંધો. લુચ્ચો. [પેટો.
Selfish, a. (સેલફીશ) એકલ

દરેક જણે શીયાળની લુચ્ચાઇ વિષે સાંભળ્યું હતું; અને બકરી સીવાય દરેક જણે તે ખરૂં માન્યું. એક ઘણાજ ગરમ ઉન્હાળામાં જ્યારે સઘળાં ઝરાં અને નાળાં સુકાઇ ગયા હતાં ત્યારે એક શિયાળે આખો દિવસ ફોકટ આસપાસ પાણી પીવાને જોયું. તે વળી હળવે રહીને ખેતરના વાડામાં પગે ચાલીને ગયો; પણ કુતરાએ તેને જોયો અને ઘણીજ ઉતાવળથી તે પસાર થઇ ગયો. છેવટે તેણે ખેતરની વચમાં વાડાની નજદીક જુના કુવા વિષે યાદ આવ્યું; અને પુરી ઝડપથી તે ત્યાં, જવા નીકળ્યો. જ્યારે તે ત્યાં આવ્યો ત્યારે તેને માલમ પડયું કે પાણી તેના હાથમાં મુદલ આવે તેમ ન હોતું. તેણે બેચાર વાર ફરાથી તેને પોંહોચવાને કોશેસ કીધી અને છેવટે ઊંચે મસ્તકે અંદર ગબડી પડયો. તે ઘણોજ બીધો પણ તેને ઘણી ઇજા થઈ નહી; અને પાણી ઘણું ઊંડું ન હોતું તેથી તે પીવાને ઘણોજ ખુશી થયો. જ્યારે તેની તરસ મટી ત્યારે તેને બાહેર આવવાને ઇચ્છયું, પણ કુવાની બાજુઓ ઉભી હતી અને વળી તેના પાછલાં પગ ઉપર ઉભા રહેતાં પણ અડધે મથાળે તે પોંહોચી શકયો નહી. ત્યાં તે એક ઘેરાયલો બંધીવાન

હતો. બીજે દીવસે એક બકરી તે કુવા આગળ આવી; અને તે શિયાળને ત્યાં જોઇને તેણીએ કહ્યું "પાણી સારૂં છે" તે શિયાળે કહ્યું અરે! મારા મિત્ર નીચે આવ; તે એટલું સારૂં છે કે મને તે પીવાનું છોડવાને ગમતું નથી! તે લાંબી દાઢાડી-વાળી બકરી તરત નીચે કુદી ગઇ; અને જેવી તેણી નીચે કુદી કે તરતજ તે શિયાળ તેણીની પીઠ ઉપર કુદી પડયો અને એક પળમાં તે લીલાં ઘાસ ઉપર આવ્યો. જેવો તે કુવાને મથાળે આવ્યો તેવુંજ તેણે ફરીને કહ્યું, ભાઇ તારો ઉપકાર માનુંછું અને તને સહવારની સલામ કરૂં છું. તે અનાડી બકરીને તરતજ માલમ પડયું કે લુચ્ચા શિયાળની વાત સાંભળી એ કેવી મુર્ખાઇ કીધી. દગલબાજ અને એકલપેટા માણુસોનો કદી પણ વિશ્વાસ કરતા નહીં.

---

## PLAY. રમત.

Merry, a. (મેરી) ખુશ, આનંદી.
Duty, s. (ડયુટી) ફરજ, કામ
Bravely, ad. (બ્રેવલી) બહાદુરીથી
Has been done, પુરૂં કીધું છે.
Wisely, ad. (ઉવાઇઝલી) ડહાપણથી.
Has been won, મેળવ્યું છે.
Frolic, s. (ફ્રોલીક) રમત, ગમત.
Fun, s. (ફન) રમુજ.
Cheerful, a. (ચીઅરફુલ) ખુશી ભરેલું.
Ring, s. (રીંગ) કુંડાળું.
Lightly laugh, આસ્તેથી હસીએ છીએ.
Gaily sing, ખુશીથી ગાઇએ છીએ.
Industry, s. (ઇન્ડસ્ટ્રી) ઉદ્યોગ
Can earn, v. t. (કૅન અર્ન) મેળવી શકેછે
Turn, s. (ટર્ન) વારો.

હમણા ખુશ રમત રમવાનો વખત છે આજને માટે બીજા

પાકો નથી, ત્યારે રમો, રમો, રમો! ફરજ બહાદુરીથી પુરી કીધી છે, જ્ઞાન દહાપણથી મેળવ્યું છે, હગણા રમત અને રમુજનો વખત છે, ત્યારે રમો, રમો, રમો! ખુશી ભરેલાં કુંડાળામાં આપણે સાગેલ થઇએ, હળવેથી હસીએ અને ખુશીથી ગાઈએ ત્યારે રમો, રમો, રમો! ઘણી મેહેનત રમતને હતી શકે છે, મગજ શીખવાને તૈયાર હતું, હગણા પગની વારી હોવી જોઇએ ત્યારે રમો, રમો, રમો!

---

## USEFUL KNOWLEDGE. ઉપયોગી જ્ઞાન.

### A House. ઘર.

Outside, s. ઘરની બાહેરનો ભાગ.
Foundation, s. (ફાઉન્ડેશન પાયો.
Firmly, ad. (ફર્મલી) મજબુતાઇથી
To keep from, (ટુ કીપ ફ્રૉમ) અટકાવવાને.
Damp, s. (ડૅમ્પ) ભીનાસ, સરદી.
Brick, s. (બ્રીક) ઇંટ.
Mortar, s. (મૉરટર) ચુનો.
Cannot be had, મળી શકતાં નથી.
Quarry, s. (કવૅરી) પથ્થરની ખાણ.
Clay, s. (કલે) માટી.
Ashes, s. (ઍશીસ) રાખ.
Burned, p. p. (બર્ન્ડ) પકવેલાં.
Brick-layer, s. (બ્રીક-લેઅર) કડીઓ.
Mason, s. (મેશન) સલાટ, ઢોંડફોડો.
To hew, inf. (ટુ હયુ) ટાંકણાથી કાપીને સફાઇ ભરેલું કરવું.
To shape, inf. (ટુ શેપ) આકાર કરવો.
Moulds, s. (મોલ્ડઝ) બીબાં, ખાના, આકાર.
Lime, s. (લાઇમ) ચુનો.
Kiln, s. (કિલ) ભઠ્ઠી.
Square, s. (સ્કવૅર) ચોરસ.

Openings, s. (ઓપનિંગ્ઝ) ઉઘાડી જગ્યા.
Moves, v. i. (મુવ્ઝ) ફરેછે.
Easily, ad. (ઇઝીલી) સેહેલાઈથી.
Hinges, s. (હિન્જીસ) મીજાગરાં.
Brass, s. (બ્રાસ) પીતળ.
Latch, s. (લૅચ) આડગરો.
Lock, s. (લૉક) તાળું: કળ.
Frames, s. (ફ્રેમ્સ) ચીપ, પટી.
Filled with glass, કાચ બેસાડેલા.
To let in, અંદર આવવા દેવાને.
To keep out, બાહેર અટકાવી રાખવાને.
Flint, s. (ફ્લીન્ટ) ચકમક.
Soda, s. (સોડા) એક જાતના ખારનું નામછે.
Pane, s. (પેન) કાચનો તકતો
Fresh air, (ફ્રેશ એર) તાજી હવા.
Roof, s. (રૂફ) છાપરૂં.
Slates or tiles, (ટાઇલ્સ) નળીઆં.
Wooden beams, લાકડાના ભારવટીઆ.
Rafters, s. (રૅફ્ટર્સ) ભારવટીઆ.
Thatch, s. (થૅટચ) જાળાના છાપરાં.
Chimney, s. (ચીમ્ની) ધુમાડીઉં.
Smoke, s. (સ્મોક) ધૂમાડો.
Chimney-cans, (ચીમ્નીકૅન્સ) ધુમાડીઆપર ઢાંકવાના વાસણો.
Made of clay, મટોડીનાં બનાવેલાં.
Inside, (ઇન્સાઇડ) ઘરની અંદરનો ભાગ.
Is divided, (ઈઝડીવાઇડેડ) ભાગ કીધેલાં હોયછે.
Stairs, s. (સ્ટૅર્સ) સીડીઓ.
Passages, s. (પૅસેજીસ) ચાલો
Different, a. (ડીફ્રંટ) જુદા જુદા.
Kitchen, s. (કીચન) રશોડું, [રાંધણી.
Bed-rooms, s. (બેડરૂમસ) સુવાના ઓરડા.
Parlours, s. (પારલર્સ) બેસવાના ઓરડા.
Drawing-room, (ડ્રૉઇંગરૂમ) દીવાનખાનું.

For with-drawing to, ઉઠી જઇ બેસવાનો,
After meals, (આફ્ટર મીલ્સ) જમી રહયા પછી.
Cellars, s. (સેલર્સ) ભોંયરાં.
Beer, s (બીર) જવનો દારૂ.
Coal, s. (કોલ) કોલસો.
Damp, a. (ડેમ્પ) ભીના.
Attics, s. (ઍટિક્સ) કાતરીયાં.
Garrets s. (ગૅરેટસ) કાતરીયાં
Level, s. (લેવલ) સપાટી.
Storey, s. (સ્ટોરી) માળ.
Entrance, s. (ઍન્ત્રન્સ) દરવાજો.
Lobby, s. (લૉબી) ચાલ.
In case of fire. આગ લાગે તે વખતે.
Planks, s. (પ્લૅંકસ) પાટીઆં
Fitted closely together ઘણાજ પાસે પાસે ગોઠવેલાં.
Ceiling, s. (સીલીંગ) ચંદરવો, છાજ.
Plaster, s. (પ્લાસ્ટર) કફલાદ, છોલાણું.
Mixture, s. (મીકસચર) મેળવણી.
Strips, s. (સ્ટ્રીપ્સ) પટીઓ.

Laths, s. (લૅથઝ) લાકડાંના પાટીઆં.
By painting, (બાયપેન્ટિંગ) રંગીને.
Paper hangings, s. (પેપર હેંગીંગસ) કાગલ વળગાવવાં તે.
Prevent, v. t. (પ્રીવેન્ટ) અટકાવવું.
By drawing down, નીચે ઉતારીને.
Blind, s. (બ્લાઇંડ) પડદો.
Shutters, s. (શટર્સ) બારીનાં ફરકાં.
Wind, s. (ઉવીન્ડ) પવન.
Robbers. s. (રૉબર્સ) ચોરો.
Do we light, આપણે સળગાવીએ.
Candles, s. (કૅન્ડલ્સ) મીણબત્તીઓ.
Vapour, s. (વેપર) વરાળ.
Gas-work. (ગૅસ-ઉવર્ક) ગેસ બનાવવાનું કારખાનું.
Pipes, s. (પાઇપ્સ) નળીઓ.
Cistern, s. (સીસ્ટર્ન) ટાંકી.
Are supplied, v. (આર સપ્લાઇડ) પુરૂં પાડવામાં આવેછે.

Pump, s. (પમ્પ) બંબો.
Health, s. (હેલ્થ) તનદુરસ્ત. આરોગ્યતા.
Drain, s. (ડ્રેન) ગટર.
Stoves, s. (સ્ટવ્ઝ) ચુલા.
Grates, s. (ગ્રેટસ) ચુલા.
Do we prevent, v. (ડુવી પ્રીવેન્ટ ?) શું આપણે અટકાવ કરીએ છીએ ?
Hearth, s. (હાર્થ) ચુલો, સગડી.
Is called, v. (ઈઝ કૉલ્ડ) કેહેછે, કેહેવાયછે.

---

## THE TRAVELLER AND THE LION.

## મુસાફર અને સિંહ.

Traveller, s. (ટ્રેવેલર) મુસાફર.
Set out on a long journey, લાંબી મુસાફરી કરવા નીકળ્યો.
At a distance દુર, તફાવતે.
Slowly, ad. (સ્લોલી) હળવેથી.
Began to follow, પુઠે જવા નીકળ્યો.
Fast, ad. (ફાસ્ટ) ઝડપથી.
Meant to follow him, તેની પુઠે જવાની ધારણા હતી
To spring, inf. (ટુસ્પ્રીંગ) કુદીને તડાપ મારવાની.
Plan, s. (પ્લૅન) યુક્તિ.
To cheat, inf. (ટુ ચીટ) ઠગવાને.
Cliff, s. (ક્લિફ) ટેકરી.
Deep hollow, (ડીપ હૉલો) ઊંડો ખાડો.
Crouching down, (ક્રાઉચિંગ ડાઉન) નીચે દબાઈને બેસીને.
Branch, s. (બ્રાન્ચ) ડાળી.
Slyly, ad. (સ્લાઇલી) હરૂસે.
Sudden, a. (સડન) એકાએક.
Spring, s. (સ્પ્રીંગ) કુદકો.
Bounded, v. i. (બાઉન્ડેડ) કુદી પડ્યો.
Rocks, s. (રૉકસ) ખડકો.
(Was) saved, v. t. (સેવ્ડ) બચ્યો.
Ere long, (એરલૉંગ) થોડા વખતમાં જલદી.

# THE BEAR IN SCHOOL. નીસાળમાં આવેલું રીંછ.

Rambling, pr. p. (રેમ્બ્લીંગ) ભટકતાં.
Woods, s. (વુડ્ઝ) જંગલો.
Many years ago, ઘણાંક વર્ષ ઉપર.
Cub, s. (કબ) બચ્ચું.
Thick brown hair, જાડા ભુરા બાળ.
Was fed, ખવાડવામાં આવ્યું હતું.
Was brought up ઉછેરવામાં આવ્યું હતું.
Tame, a. (ટેમ) પાળેલું.
Every day the boy had to go to school some way off, દરરોજ છોકરાને થોડેક દુર નિશાળે જવું પડતું હતું.
It used to roam, તેને ભટકવાની ટેવ પડી હતી.
Till school was over. નીશાળમાં છુટી થાય ત્યાં લગી.
Dinner, s. (ડીનર) ખાનું.
Baskets, s. (બાસ્કેટસ) ટોપલીઓ.
Were hung, (વેરહંગ) ટાંગવામાં આવતી હતી.
Pegs, s. (પેગ્ઝ) ખુંટીઓ.
Was sure to get. ખચ્ચીત મળતો હતો.
Butter, s. (બટર) માખણ.
Apples, s. (ઍપલ્સ) સેકફળો.
Pears, s. (પેઅર્સ) જમરૂખો.
Things went on this way, આ પ્રમાણે ચાલ્યા કીધું.
Was now here to be seen, કેથેપણ જોવામાં આવ્યું નહીં.
It had found its way to the woods, તે જંગલમાં જતું રહયું હતું.
Did not return, પાછું ફર્યું નહીં.
Nowhere, (નોવ્હેર) કોઈ પણ ઠેકાણે નહી.
Search was made of it, તેની શોધ થઈ હતી.
But without success, પણ બધી મેહેનત ફોકટ ગઈ,

Passed away, (પાસ્ડ અવે) ગુજરી ગયાં, વહી ગયાં.

Changes, s. (ચેન્જીસ) ફેરફારો.

Took place, થયા.

A new one took his place, એક નવો (શીક્ષક) તેની જગાએ આવ્યો.

A new set of boys, એક નવા છોકરાઓનો વર્ગ.

Filled the seats, બેઠકો રોકી.

Cold wintry day, શીઆળાને થંડે દિવસે.

Chanced to leave open, ભોગ જોગે ઉઘાડું રહી ગયું.

Half open, અડધું ઉઘાડું.

On a sudden, એકાએક.

Terror, s. (ટેરર) ધાસ્તી.

Others made for the tables, બીજાઓ મેજ તરફ દોડીને નાઠા.

One big fellow, એક મોટો છોકરો.

Desks, s. (ડેસ્કસ) મેજો, ટેબલો.

Seized, v.t. (સીઝડ) પકડયો.

Piece, s. (પીસ) કટકો.

(Would) protect, v. t. (ઉડપ્રોટેકટ) બચાવ કરશે.

Did not harm any one, કોઇને ઇજા કીધી નહીં.

It seemed to be very much at home જાણે કે તે પોતાનાજ ઘરમાં રહેતું હોય એમ દેખાયું.

Snug a. (સ્નગ) છેક અડો અડ

Quarters, s. (ક્વૉરટર્સ) ઠેકાણાં, ભાગો.

Scholars, s. (સ્કૉલર્સ) નિશાળીઆ.

Were hanging, ટાંગેલી હતી.

Helped itself to, ખાધું.

By the way it had walked in, જે રસ્તેથી તે અંદર આવ્યું હતું તે રસ્તે થઇને.

In the mean time, એટલા વખતમાં

Had alarmed, v. t. (હૅડ અલાર્મડ) બીહીવડાવ્યું હતું.

Village, s. (વિલેજ) ગામડું.

Started with their guns બંદુક લઇને નીકળ્યા.

To shoot, v. t. (ટુ શૂટ)

ગોળીથી મારી નાંખવું.
As its track was very plain in the snow, તેનું પગલું બરફમાં ખુલ્લું દેખાતું હતું તેથી.
They soon came up with it, તેઓએ તેને ઝડપથી પકડી પાડ્યું.
Certain, a. (સરટન)ચોક્કસ.
Marks, s. (માર્કસ) નીશાની.
Enemy, s. (ઍનીમિ) દુશ્મન.
Sorrow, s. (સૅારો) દલગીરી.

---

## THE FAIRY RING. પરીઓનું કુંડાળું.

Laugh, v. i (લાફ) હસવું
Dancing, pr. p. (ડૅનસિંગ) નાચતાં,
Merry ring, ખુશી ભરેલું કુંડાલું.
Green, s. (ગ્રીન) મેદાન.
Sporting, pr. p. (સ્પૅાર્ટિંગ) રમતાં
Fairy Queen, (ફેરી ક્વીન) પરીઓની રાણી.
Seasons, s.(સીઝન્સ) ૠતુઓ.
Circle, v. i (સરકલ) ગોળ ફરીએ.
Sphere, s. (સ્ફીઅર) કુંડાલું.
Summer, s. (સમર) ઉનાળો.
Spring, s.(સ્પ્રીંગ) વસંતૠતુ.
Winter, s. (ઉવિન્ટર) શીઆળો.
Wild, a. (ઉવાઈલ્ડ) સખત.
Autumn, s. (ઑાટમ) પાનખર ૠતુ.
Mild, a. (માઈલ્ડ) નમ્ર, ગરીબ.
Glide away, v. i. (ગ્લાઇડ અવે) જતા રહેછે.
Tresses, s. (ટ્રેસીસ) બાલનાં જુલફા.
Gray, a. (ગ્રે) ભુરાં.
Hand in hand, હાથમાં હાથ લઇને.
Cheeks, s. (ચીકસ) ગાલો.
Glow like roses, ગુલાબના ફુલની માફક લાલી પકડે છે.
Free, a. (ફ્રી) છુટાં.
Upon the wing dancing in a fairy rings, પાંખ ઉપર પરીઓની માફક ગોળ કુંડાળામાં નાંચતાં.

# THE WHALE. મગરમચ્છ.

Whale, a. (હ્વેહ્લ)મગરમચ્છ
Big enough to hold one. એક સમાઈ શકે એટલો મોટો
To hold. inf. (ટુ હોલ્ડ) સમાવવાને.
Commonly, ad. (કૉમનલી) સાધારણ રીતે.
Learned men. (લરનેડમેન) શીખેલા માણસો.
Breathes air. (બ્રીધઝ એર) હવા દમમાં લેછે.
As we do, જેમ આપણે દમ લઈએછીએ તેમ.
Does not need, જરૂર પડતી નથી.
Fins, s. (ફિન્સ) માછલીની પાંખ.
Swallows them whole, (સ્વૉલોઝ) તેઓને આખાંને આખાં ગળી જાયછે.
Shrimps, s. (શ્રિમ્પ્સ) કોલમી, ઝીંગાં.
Spears, s. (સ્પીઅર્સ) ભાલા.
Harpoons, s. (હારપૂન્સ) મગર મચ્છને મારવાંને સારૂ વપરાતા ભાલા.
Dangerous. a. (ડેનજરસ) ત્રાસદાયક, ભય ભરેલું.
Upsets, v. t. (અપસેટ્સ) ઊંધી વાળેછે.
Blow, s. (બ્લો) ફટકો.
Blubber, s. (બ્લબર) મગર મચ્છની ચરબી.
Casks. s. (કાસ્કસ) પીપો
To be made into oil, તેનું તેલ બનાવવાને સારૂં.
Whale bone, a. (હ્વેહલ બોન) મગરમચ્છના જડબાંમાંથી નીકળતું હાડકું.
Jaws, s. (જૉઝ) જડબાં.
Umbrellas, s. (અમ્બ્રેલાઝ) છત્રીઓ.
Candles, s. (કૅન્ડલ્સ) મીણબત્તીઓ.
Plunging.pr.p. (પ્લન્જીંગ) ડુબકી મારીને.
Huge, a. (હ્યુજ) મોટું.
Sports. v. i. (સ્પોર્ટસ) રમેછે
Kingly, a. (કીંગલી) બાદશાહી.
Glee, s. (ગ્લી) ખુશી.
Bottom, s. (બૉટમ) તળીયું.

Up to the surface, સપાટી ઉપર.
To blow, inf. (ટુ બ્લો) શ્વાસ લેવાને વાસ્તે.
Danger, dread, (ડેન્જર, ડ્રેડ) ધાસ્તી, ભય.
He will toss over, તે ઉછી વાલસે.
With a plung, ડુબકી મારીને.
Bounding, pr. p. (બાઉંડિંગ) કુદીને.
Mighty, a. (માઇટી) જોરાવર, બહાદુર.
Monarch, s. (મૉનાર્ક) બાદશાહ.
Pride, s. (પ્રાઇડ) મગરૂબી.
Deep sea, (ડીપ સી) ઊંડો સમુદ્ર.

---

## THE HARE AND THE TORTOISE.

## સસલી અને કાચબો.

Hare, s. (હેર) સસલી.
Speed, a. (સ્પીડ) ઝડપ.
Proud, a. (પ્રાઉડ) મગરૂર.
Ran a race, સરત બકી.
Tortoise, s. (ટૉરટૉઈઝ) કાચબો.
Got far before, ઘણે દુર નીકલી ગઇ.
Rival, s. (રાઇવલ) હરીફ.
Heavy shell, ભારી કોટલું.
Slow pace, ધીમું પગલું
Stopped half way, અરધે રસ્તે ઉભો રહયો.
To glance, inf. (ટુ ગ્લાન્સ) નજર કરવાને.
Far behind, ઘણો પાછળ.
If you do not ply, અગરજો તમે વાપરસો નહીં.
Toiled on, (ટાઇલ્ડઑાન) મેહેનત કર્યા કીધી, ચાલ્યા કીધો.
Really, ad. (રીઅલી) ખરેખર.
Saucy, a. (સૉસી) બેઅદબ
To hop, inf. (ટુ હૉપ) કુદવાનું.
To take a short nap, એક ઊંઘ ખેંચી કાઢવાને.

Goal, s. (ગોલ) સરત, દોડવાની હદ.
Could over-take, પકડી શકી.
Lay down, (લેડાઉન) સુતી.
Felt fast asleep ભર ઉંઘમાં પડી.
Steadily, ad (સ્ટેડીલી) એક સરખી રીતે.
Presently, ad. (પ્રેઝન્ટલી) તરતજ.
To dart on, જોસમાં આગળ ધસવાને.
Has won the race, સરત જીત્યોછે.

---

## SPEEDY AND STEADY.

### ઉતાવળું અને આસ્તેથી પણ બરોબર રીતે કામ કરનારૂં.

Speedy, a. (સ્પીડી) ઉતાવળું
Steady, a. (સ્ટેડી) આસ્તેથી પણ એકસરખી રીતે કરનારૂં.
How are you getting on with your napkin, (નૅપકીન) કેમ તમે તમારો રૂમાલ કેટલો સીવ્યો.
Swift, a. (સ્વીફ્ટ) ઉતાવળા.
Fingers, s. (ફીંગર્સ) આંગળા
Finished, v. t. (ફીનીશ્ડ) પુરૂં કીધું.
Pleasant, a. (પ્લેઝન્ટ) મન ગમતુ, પસંદ.
Began hemming, (બીગૅન હેમીંગ) ઓટવાનું શરૂં કીધું.
I am now on the fourth side of mine, હમણા હું ચોથી કોર સીવુંછું.
Sighed, v. (સાઇડ) બોલી, કહ્યું.
To do my best, મારેથી બનસે તેટલું કરવાને.
Threaded, v. t. (થ્રેડેડ) સોયમાં દોરો પોરવ્યો.
Needle, s. (નીડલ) સોય.
Tiny, a.(ટીની) ઝીણી.
Long before, છેક અગાઉ.
Are out, ખીલી નીકળ્યાંછે
Tossing down, (ટૉસિંગ ડાઉન) ફેંકી દઈને.
Flew off, (ફ્લ્યુ આફ) દોડીને ગઇ.

Longed for, v. i. (લૉંગ્ડ ફૉર) ચાહાતી હતી.
Heni, s. (હેમ) રૂમાલની ઓટેલી કોર.
Plodding, a. ( પ્લૉડીંગ ) આસ્તે પણ મેહેનતથી કામ કરનારી.
Gay, a (ગે) આનંદી, ખુશ.
You will never get up to me, તમે કદી પણ મારી બરોબરી કરવાના નથી.
Sewing, s. (સોઈંગ) સીવવાનું
Dinner time, (ડીનર ટાઇમ) જમવાનો વખત.
Amusing, a. (ઍમ્યુઝીંગ) રમુજી.
Stitch, s. (સ્ટીચ) ટાંકો.
Was so deep in her story, પોતાની વાતમાં એટલી બધી ગુંથાઈ ગઇહતી કે.
Startled, v. (સ્ટારટલ્ડ) ચમકી ઉઠી.
Folded up, ઘડી કીધી.
Pert, a (પર્ટ) ઉતાવળી.
Vain, a. (વેન) મગરૂર, બડાઇખોરી.
Enough of sense, પુરતી અક્કલ.
To take a lesson, શીખામણ લેવાને.
Quickness may have the start, જે ઉતાવળું કામ કરનાર છે તે શરૂમાં વધારે કરે ખરૂં.

---

## THE WOOD MOUSE. જંગલી ઊંદર.

Wood mouse, (વુડ માઉસ) જંગલી ઊંદર.
Beside. pre. (બીસાઇડ)પાસે
Spring, s. (સ્પ્રીંગ) ઝરો.
Chestnut, s. (ચેસ્ટનટ) ચેસનટ ફળ.
Slim, a. ( સ્લિમ ) પાતળું, કાંકાટીયું.
Leads, v. t (લીડઝ) ગુજારેછે.
Innocent, a. ( ઈનોસંટ ) નીરઅપરાધી.
Dim, a. ( ડીમ) ઝાંખું.
Timid, a. (ટીમિડ) બીહીકણુ
It seldom comes in sight તે કદાચજ નજરે પડેછે;

Wiry, a. ( ઉવાયરી ) તારના જેવી.
Moss, s. ( મોસ ) લીલ.
Secure, a. (સીક્યૉર ) સલામત.
Dreary, a. ( ડ્રીયરી ) ભયાનક, અંધકાર.
Almanac, s. ( ઍલમાનૅક ) પંચાંગ, ટીપણું.
Are springing, (આરસ્પ્રિંગિંગ ) ખીલેછે.
Waketh, v. i. (ઉવેકેથ, જાગેછે.
Nightingales, s. (નાઇટિંગેલ્સ ) બુલબુલ પક્ષીઓ.
Boughs, s ( બાઉઝ ) ડાંખળીઓ.
Squirrel, s. (સ્કિવરલ) ખીસકોલી.
Beech, s. (બીચ) એક જાતના ફળ.
Hedge-sparrow, s.(હૅડજસ્પૅરો ) ઝાડીમાના ચલીઆ.
Brood, s. ( બ્રુડ ) બચ્ચાં.
Is fled, ( ઇઝ ફ્લેડ ) નાસી જાયછે.
Hawthorn, ( હૉથૉર્ન ) કાંટાની ડાલીઓ.
Over head, ad (ઓવર હેડ) માથા ઉપર ઊંચે.
Obern, s. ( ઑબર્ન ) પરીઓનો રાજા.
Mushroom, s. (મશરૂમ) કુત્રાની છત્રી.
Ripe, a. ( રાઈપ ) પાકેલાં.
Ate heartily, (એટહારટિલી) પેટ ભરીને ખાધું.
I did my spirit good, મેં મારા જીવને આરામ આપ્યો.
Regardeth, v. t. ( રીગારડેથ ) સંભાળ લેછે.
Weak, a. ( ઉવીક ) નબળાં.
Wild, s. (ઉવાઇલ્ડ) જંગલ.
Is spread, પાથરવામાં આવેછે.
Cares, v. i. ( કૅર્સ ) સંભા- [લેછે.

---

## THE BOY AND THE PLUMs.

### છોકરો અને. બોર.

**Basket, s. (બાસ્કેટ) ટોપલી. | Plums, s. ( પ્લમ્સ ) બોર.**

Dropped out, (ડ્રૉપ્ડ આ-ઉટ ) નીચે પડયા.
Did not notice them fall, જોયા નહી.
Picked up, ઊંચકી લીધાં.
Thank you kindly, હું તમારો ખુશીથી ઉપકાર માનુંછું.
Take the best you can pick for yourself, તમોને આમાંથી જે ઘણું સરસ લાગે તે લેઓ.
Honest, a. ( ઑનેસ્ટ ) પ્રમાણીક.
Might as well have kept, રાખ્યાં હતે.
I should have been stealing, મેં ચોર્યા બરોબર થતે.
I am too proud to loose my good name, મારી આબરૂનો હું ઘણો ગગરૂર છઊં.

---

## THE TWO CROSSING SWEEPERS.

### બે કમનસીબ ઝાડુ કાઢનારાઓ.

Crossing, a. (ક્રૉસિંગ) કંમનસીબ, અભાગીયાં.
Could not claim, દાવો કરી શકયા નહી.
Wide spread. (ઉવાઇડ સ્પ્રેડ) બોહોળી રીતે પથરાયલાં.
Were bound, બંધાયલાં હતાં.
Poverty, s. (પાવર્ટી) ગરીબાઈ.
Tie, s. (ટાઇ) ગાંઠ.
Were too proud to beg, ભીખ માંગવાનું ધિક્કારતા હતા.
Upright, a (અપરાઇટ) પ્રમાણીક.
Were too upright to steal, એટલાંતો પ્રમાણીક હતાં કે ચોરી કરતાં હતા નહી.
Would gladly sweep, ખુશીથી કચરો કાઢતા હતા.
Meal, s. (મીલ) ખોરાક.
Sad to say, કેહેવાને દલગીર છું.

Scraps, s. (સ્ક્રૅપ્સ) કકડા.
Broken fruit, (બ્રોકન ફ્રુટ) કચડાઈ ગયેલું ફળ.
Bleak and bitter, (બ્લીક ઍન્ડ બીટર) થંડીવાળી અને કડકડતી થંડીવાળી.
At the close of March, માર્ચ મહીનાની આખરે.
Arch, s. (આર્ચ) મેહેરાબ.
Wandered, v. i. (વૉન્ડર્ડ) ભટક્યા.
Apple, s. (ઍપલ) ફલ.
Treat, s. (ટ્રીટ) મેજબાની.
Has been kicked about, લાત મારી ભાંગી નાંખ્યું છે.
Mate, s. (મેટ) સાથી, સોબતી
Mournfully, ad. (મોર્નફુલી) દલગીરી ભરેલી રીતે.
Take and bite away, લે અને કરડી ખા,
Bit a small piece off, થોડો કકડો કરડી ખાધો.
That won't do, એટલો ચાલસે નહીં.
Bite bigger, જરા વધારે કરડી ખા.
You are welcome, એતો તારૂં જ છે.
Noble lesson, ઉમદા શીખામણ.
Do unto others as you would that they to you should do. તમો જેવી ચાલ બીજાઓને તમારી સાથે ચલાવવા ચાહો તેવીજ ચાલ તમો તેઓની સાથે પણ ચલાવજો.

## USEFUL KNOWLEDGE. ઉપયોગી જ્ઞાન.

### THE SEASONS. રૂતુઓ.

Seasons, s. (સીઝન્સ) રૂતુઓ.
Is divided, (ઇઝ ડીવાઇડેડ) ભાગ પાડવામાં આવેલાંછે.
Winter, s. (વિન્ટર) શીયાળો.
Northern half of the earth, પૃથ્વીનો ઉત્તર તરફનો અરધો ભાગ.
Directly, ad. (ડીરેક્ટલી) સીધું, પાધરૂં

Rays, s. (રેઝ) કીરણો.
Effect, s. (ઇફિકટ) અસર.
Length, s. (લેંગ્થ) લંબાઇ.
Shortest a. (શૉર્ટઍસ્ટ) સૌથી ટુંકા,
Weather, s. (વેધર) હવા.
Frost, s. (ફ્રૉસ્ટ) હીમ.
Frozen, p. p. (ફ્રૉઝન) બંધાયલું.
Clouds, s. (કલાઉડઝ) વાદળાં.
Hail, s. (હેલ) કરાં.
Guards, v. t. (ગાર્ડઝ) બચાવ કરેછે
Insects, s. (ઇનસેકટ્સ) જીણા જનાવરો.
Crumbles, v. t. (ક્રમ્બલ્સ) ભુકો કરી નાંખેછે.
Clods, s. (કલૉડસ) મટોડીનાં ઢેખાં.
Skate, v. (સ્કેટ) સરી જવું.
Slide, v. (સ્લાઇડ) સરી જવું.
Cuckoo, s. (કકુ) કોયલ.
Sheaf, s. (શીફ) પુળી.
Is tied, v. (ઇઝ ટાઇડ) બાંધવામાં આવેછે.
Pole, s. (પોલ) લાકડી.
Red-breast, a. (રેડ બ્રેસ્ટ) લાલ છાતીવાળું.
Grate, s. (ગ્રેટ) લોઢાનો ચુલો.
Pits, s. (પીટસ) ખાડા.
Surface of the ground, જમીનની સપાટી.
Spring, n.(સ્પ્રિંગ) વસંતરૂતુ
Begin to spring, ઉગવા માંડેછે.
Nature, s. (નેચર) કુદરત.
Hedges, s. (હેડજીઝ) ઝાડીઓ.
Buds, s. (બડઝ) કળીઓ.
Farmer, s. (ફારમર) ખેડુત.
Ploughs, v. t. (પ્લાઉઝ) ખેડેછે.
Harrows, v. t. (હૅરોઝ) દાંતાલો ફેરવેછે.
Sows, v. t. (સોઝ) વાવેછે.
Rake, s. (રેક) દાંતાવાળું હથીઆર.
Blades, s. (બ્લેડઝ) ફુગતાં.
Thrush, s. (થ્રશ) થ્રશ નામનું પક્ષી.
Exactly, ad. (ઍકઝૅકટલિ) બરોબર.
Hay making, ઘાસ કાપીને તેને સુકવવાનું કામ.

Ears, s. (ઇઅર્સ) અનાજના કણસલાં.
Stalk, s. (સ્ટૉક) ડાંખલી.
Ripens, v. (રાઇપન્સ) પાકેછે
Is shorn, v. t. (ઇઝ શૉર્ન) કાતરી નાંખવામાં આવેછે.
In full bloom, (ઇન ફુલ બ્લુમ) ખીલેલાં.
Shelter, v. t (શેલ્ટર) છાંયો આપેછે.
Harvest, s. (હારવેસ્ટ) પાક
Reaping, a. (રીપીંગ) કાપણી કરવાનું કામ.
Is built into stacks, ઢગલા કરવામાં આવેછે.
Threshing mill, (થ્રેશિંગ મીલ) અનાજ ભરડવાની ઘંટી
Chaff, s. (ચૅફ) છાલાં, થુલુ
Are separated, (આરસેપરેટેડ) જુદાં પાડવામાં આવેછે
Bedding, s. (બૅડિંગ) બીછાંના.
It is plaited, તેને વણુવામાં આવેછે.
Bonnet, s. (બૉનેટ) ટોપી
Baker, s. (બેકર) પદર, પાંઉ બીસકોટ વગેરે બનાવનાર.
Loaves, s. (લોવઝ) પાંઉ.
Rolls, s. (રોલ્સ) રોટલી.
Pease, s. (પીઝ) વટાણા.
Beans, s (બીન્સ) શીંગ
Turnips, s. (ટરનિપ્સ) સલગમ
Cattle, s. (કૅટલ) ઢોર.
To last, inf, ચાલવાને.
Is gathered, v. t. (ઇઝગૅધર્ડ) એકઠું કરવામાં આવે છે
Orchards, s. (ઑરચર્ડઝ) બાગો
Nuts, s. (નટસ) એક જાતનં ફળો.
Difference, s. (ડીફરન્સ) તફાવત.
Cold days of winter, શીયાળાની થંડીવાળા દહાડા.

---

## TOO CLEVER. ઘણોજ ચતુર.

Too clever, (ટુ કલેવર) ઘણોજ ચતુર.
Learned, a. (લરનેડ) શીખેલો.

As learned as could be, ઘણોજ શીખેલો.
Smart, a. (સ્માર્ટ) ચંચલ, હુંશીઆર.
Dinner, s. (ડીનર) બપોરનું ખાનું.
Papa, s. (પપા) બાપ.
Roasted, a. (રોસટેડ) ભુંજેલાં.
Chickens, s (ચિકન્સ) પીલાં
Dish, s. (ડિશ) રકાબી.
(Will) prove, v. t. (પ્રુવ) સાબેત કરશે.
Plain, a. (પ્લેન) ખુલ્લું.
Add, v. t. (ઍડ) ઉમેરૂંછું.
Answered, v. t. (ઍન્સર્ડ) જવાબ દીધો.
Mamma, s. (મમા) મા.
True, a. (ત્રુ) સાચું.
We leave for you, હમે તમારે સારૂં રેહેવા દઈએ છીએ.

---

## THE PRINCE AND THE PRISONERS.

## શાહજાદો અને બંધીવાનો.

Prince, s. (પ્રિન્સ) શાહજાદો.
Prisoners, s. (પ્રીઝનર્સ) બંધીવાનો.
Now and then, વારંવાર.
Paid a visit, જતો હતો, મુલાકાત લેતો હતો.
Chief, a. (ચીફ) મુખ્ય.
Prison, s. (પ્રીઝન) કેદખાનું.
Land, s. (લૅન્ડ) મુલક, દેશ.
Ruled, v. i. (રુલ્ડ) રાજ કરતો હતો.
Yard, s. (યાર્ડ) ચોક.
Chains, s. (ચેન્સ) બેડીઓ.
Wrists, s. (રિસ્ટસ) કાંડા, પ્હોંચા.
He made them halt, તેણે તેઓને થોભાવીને ઉભા રાખ્યા.
Witness, s. (ઉવીટનેસ) સાક્ષી.
Had hold a lie, જુઠું કહ્યું હતું.
Judge, s. (જડજ) ન્યાયાધીશ.
Had had a spite against him, તેની સાથે વેર હતું.
Guilty, a. (ગિલ્ટી) ગુનેહગાર
Through a mistake, ભુ-

